॥ श्री ॥

॥ वंदे मातरम्. ॥

# મોદીજીવિલાસ નાટ્ય સમાજ

માટે

# શ્રી સતી ચંદ્રીકા

અથવા

# કળજુગમાં દેવી.

નાટકનો સંક્ષિપ્ત સારાંશ.

રચનાર તથા છપાવી પ્રસીદ્ધ કરનાર,

મોહનલાલ લલ્લુભાઈ મોદી-ભરૂચ.

માલેકઃ—શ્રી મોદીજીવિલાસ નાટ્ય સમાજ.

આવૃત્તી ૧ લી. પ્રત ૫૦૦

સંવત ૧૯૭૫. ઈ૦ સ૦ ૧૯૧૮.

કીંમત. ૦—૮—૦

# લેખક તરફથી બે ઉદ્‌ગાર.



પ્રીય વાચકોને હું નીચે સહી કરનાર જણાવું છું કે, તી ચંદ્રીકાની નોવેલ ઘણીજ વાંચવા લાયક તેમજ સમયક તેમજ ઘણી રસાયન ગાયનો સહીત છે. તે આપ પ્રીય વાંચી ખાત્રી કરશો નોવેલની ચોપડી મલવાનું ઠેકાણું નીચે મુજબ છે. તે નીચે લખ્યા મુજબની કીંમત આપી ચોપડી વાંચવા ભુલશો નહીં.

મુલ્ય ૮ આના

મી. મોહનલાલ લલ્લુભાઇ મોદી.

ઠે૦ પીરકાઠી—ભરૂચ.



# મુખ્ય પાત્રોના નામ.



## પુરૂષ પાત્રો.



**નીલામ્બર દેવ**...ગૌડદેશનો ન્યાયાધીષ રાજા.

**અમીચંદ**.........સોના ચાંદીના સટ્ટાનો વેપારી ને સતી ચંદ્રીકાનો પીતા તથા જયંતીલાલનો મુખ્ય સસરો.

**નથુચંદ**..........પૈસાથી હંકારી થયેલો રૂની ગાસડીના સટ્ટા કરનારો વહેપારી. સતી ચંદ્રીકાનો મુખ્ય સસરો તથા જયંતીલાલનો પીતા.

**હલોચંદ**..........મોદીનો વેપાર કરનાર ધનાઢ્ય વેપારી અને પાછળથી જયંતીલાલનો સસરો રૂક્ષ્મણીનો પીતા.

**બંસીલાલ**.......ધનાઢ્ય હલોચંદનો પુત્ર રૂક્ષ્મણીનો ભાઇ અને પાછળથી પ્રફુલનો સ્વામી.

**જયંતીલાલ**......દુષ્ટ હંકારી નથુચંદનો પુત્ર ને સતી ચંદ્રીકાનો સ્વામી અને પાછલથી થયેલો રૂક્ષ્મણીનો પ્રેમી.

**જેરીમલ**........લુટારાઓની ટુકડીનો સેનાધીપતી.

**સાકરલાલ**.......શા. અમીચંદનો ભરોસાદાર મુનીમ.

**પોલીસ પટેલ**...ગામનો મુખી.

**ઉપરાંત**—આડતીયા, જમાદાર, લાડુ ભટ, ગોર મહારાજ, રાવ, સભા, સેનાધીપતી, પોલીસ, લસ્કર, તથા તાર ઓફીસનો પટાવાળો વીગેરે



## સ્ત્રી પાત્રો.



સતી ચંદ્રીકા....અમીચંદની પુત્રી તથા જયંતીલાલની ધર્મ પત્ની તથા બાઈ ગંગાની દીકરી.

ગંગા............અમીચંદની ધર્મ પત્ની જયંતીલાલની સાસુ તથા સતી ચંદ્રીકાની માતા.

સવીતા..........નથુચંદ ઠેકારીની પત્ની જયંતીલાલની માતા સતી ચંદ્રીકાની સાસુ અને પાછળથી રૂક્ષ્મણીની સાસુ

વનીતા..........નગરશેઠ દુલોચંદની પત્ની તથા જયંતીલાલની સાસુ અને રૂક્ષ્મણીની માતા.

રૂક્ષ્મણી.........નગરશેઠ દલોચંદની પુત્રી વનીતાની દીકરી અને પાછળથી બનેલી જયંતીલાલની પત્ની.

પ્રફુલ............માતાપીતા વીનાની નીરાધાર બાળા નથુચંદની ભાણેજ અને પાછળથી બંન્સીલાલની પ્રાણેશ્વરી સતી ચંદ્રીકાની સાહેલી

ઉપરાંત. વારાંગના, સાહેલીઓ, દાસી, વીગેરે.



વંદે માતરમ્.

# પ્રારંભ.

## શ્રી સતી ચંદ્રીકાના ખેલનો આખો સારાંસ ગાયનો સહીત.



### પ્રવેશ ૧. ગા. ૧ સ્તુતી.

નટી— વંદીએ ॐ શ્રી કીરતાર,
અકલીત ~~ગતી~~ તારીછે અપાર.—વંદીએ.
વીભુ તમો દયા ધરો, દીનજનના દુઃખ હરો.
અરજ હમારી સ્વીકારી, કંગાલના કષ્ટ હરો.
વીભું તમારો પમાય નહી વીસ્તાર—વં.

નટી—પ્રાણનાથ હમોને કેમ બોલાવો છો.

સુત્રધાર—મારે આજે સતી ચંદ્રીકાનો ખેલ ભજવવો છે તેમા તમારી શી મરજી છે.

નટી—પ્રાણનાથ સતી ચંદ્રીકા એ કોણ હતી, ને ક્યા દેશમાં રહેતી હતી. અને એના માતા પીતાના નામ શું હતા. ને એને આલમ દુનીયા સતી કેમ કહેછે. તે સમજાવશો.

સુત્રધાર—સતી ચંદ્રીકા એ ગૌડદેસના શા. અમીચંદની પુત્રી હતી. તેની માતાનું નામ ગંગા હતું એ સતી બાળાએ પોતાના સત્યથી પોતાનું સંકટ દુર કર્યું તેમજ બીજા ઘણા હંકારીના અભીમાન ઉતાર્યા ને દુષ્ટ ચંડાલોના

પાપ મુકત કરાવ્યા ને બધાને પ્રભુ ભકતીના ધર્મ બતાવ્યા તેથી તેને આલમ દુનીયા સતી કહેછે.

**નટી તથા સુત્રધાર.** } -- ગાયન-૨

ધન્ય ધન્ય સતી સ્ત્રીને, સર્વ માનવ તેને સમરતા.
અભીમાનીના હુંકાર ઉતાર્યા, પાપીયોના પાપ છોડાવ્યા.
ધર્મ નીતીના રસ્તા બતાવ્યા, તેથી લોકો તેને ભજતા.-ધન્ય
સેવા કરવા રૂષી મુનીયો, સતી પાસે હુંમેશ રહેતા.
પ્રભુ ભકતીના પંથ સમજાવ્યા, તેથી લોકો તેને ભજતા.-ધન્ય.

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ શા. અમીચંદનું મકાન.

સતી ચંદ્રીકાની માતા ગંગા પોતાના ખાનગી રૂમમાં બેસીને પોતાની પુત્રીના લગ્ન કરવાનો વીચાર કરે છે ત્યાં ચંદ્રીકાનો પીતા અમીચંદ આવે છે.

**અમીચંદ**---વ્હાલી ગંગા તું એકાન્ત શું વીચાર કરે છે.

**ગંગા**-પ્રાણનાથ આપણી ચંદ્રીકાનો વેવીસાલ જોડયા ને ઘણો વખત થયો છે ને હું તેના તાકીદે લગ્ન કરવાનો વીચાર કરૂં છું.

**અમીચંદ**—વ્હાલી એકદમ લગ્નની ઉતાવળ કરવાનું શું પ્રયોજન છે.

**ગંગા**-આલમ દુનીયામાં ચડતીને પડતી છાયાં સર્વને માટે છે તો આપણો ઘણો વખત થયા દરેક બાબતમાં ચડતી રહે છે તો હવે પછી શું થશે તે હું કહી શકતી નથી સાંભલો.

ગંગા— ગા. ૩

ઘડીમાં પલટાય જાય લક્ષ્મી.—ર
ઘડીમાં બને છે રંકનો રાજા,
ઘડીમાં થાય છે રાજા ભીખારી;
ઇશ્વર કૃતીની ગતી છે ન્યારી.—ઘડી.
ઘડીમા ગુલામો બને છે શેઠીયા,
પલમા શેઠીયા થાય છે વેઠીયા;
જગત ધણીની અકલીત ન્યારી.--ઘડી.

ગંગા–પ્રાણનાથ પલમા તવંગરનો કંગાલ થાય છે ને ઘડીમાં રંકનો રાજા થાય છે માટે આપણે આપણી આ હાલતમાં ચંદ્રીકાના લગ્ન કરવા જોઇએ પછી જેવી આપની મરજી.

અમીચંદ—પ્યારી તારા વચનો સાંભળીને હું ઘણો ખુશી થયો છું જા તું આપણા લાડુ ભટ મહારાજને અહીં બોલાવી લાવ હું કંકોત્રી લખીને તૈયાર રાખું છું.

## કંકોતરી.

મહેરબાન શેઠજી સાહેબ નથુચંદ તથા સાથ સરવે લી. તમારા વેવાઈ અમીચંદ તથા સાથ સરવેના નમસ્કાર સ્વીકારશોજી. બાદ વીનંતી કે, મારી પુત્રી ચંદ્રીકાના વેવીશાલ તમારા પુત્ર જયંતીલાલ સાથે ઘણો વખત થયા જોડયો છે. માટે તમારા પુત્રના લગ્ન કરવા સારૂ જાનૈયા તથા મીત્રમંડળ સહિત આજથી સાતમા દીવસે તાકીદે પધારવું હાલ એજ.

લી. શા અમીચંદ જવેરીના
પ્રણામ સ્વીકારશોજી.

લાડુ ભટ્ટ—શેઠ સાહેબ મને કેમ બોલાવ્યો છે.

અમીચંદ—આ કંકોતરી લઇને હમણા વેવાઇ શેઠ નથુચંદને ત્યાં તમો પધારો ને કહેજો કે તમારા પુત્રના લગ્ન

કરવા સારૂ વહેલા પધારજો.

લાડુ ભટ—જેવી આજ્ઞા.

ગંગા—પ્રાણનાથ જમવાની રસોઇ તૈયાર થઇ છે માટે પધારો.

---

## પ્રવેશ ૩ જો.

ચંદ્રીકા પ્રફુલ તથા સખીઓ.

(સ્થળ પણ નદીનો કીનારો.)

ગરબો ૪.

સખી ચાલો સુધારા કરીયેરે, રંગમા રંગ તાલીરે—રંગતાલીરે.
આને પતીવૃતાથી ડરીયેરે, સખી આંખે ભાળીરે.—આંખે.

સાખી.

ઘણા દીવસ પરતંત્ર રહી, ઘરની થઇ ગુલામ;
કર્યા કામને કાસદા, જપ્યું પતીનું નામ.
કહો કોન તરીને કોન બુડીરે; લલના લટકાળીરે.—લટકા.

સાખી.

'છોડ ન જાણે પુષ્પને, રત્ન ન જાણે મુળ;
માનની મહાત્મા લહે નહીં, નીજનું ભવમાં ભુલ.
નરનારીનો સજનાર એક છે રે; નજરે જો ન્યારી રે.—જોન્યારી.

સાખી.

શ્રદ્ધા ભકતી રૂપ છે, આધીન પુરૂષથી માન;—ર
ન અરીઅલીને નારી થયા, શબ્દ સુખનું સ્થાન.
પતી ઇચ્છા અનુસાર ચાલીયેરે; માલોયે મત બાકીરે.—મત.

ગરબો પુરો થયા બાદ પ્રફુલ તથા સખીયો ચંદ્રીકાની રજા લઇને જાય છે ને જયંતીલાલ આવે છે.

જયંતીલાલ—પ્રીયા એકાંન્ત કેમ ઉભી છે?

ચંદ્રીકા—પ્રાણનાથ આવતી કાલે તમારી સાથે મારા લગ્ન થવાના છે. તેની વધામણી કહેવા ઉભી છું.

ચંદ્રીકા.— ગા. ૫

પ્રીતમજી આ સુંદરી સ્વીકારજોરે
વ્હાલા દુખી બાળાને સદા નીભાવજોરે
સ્વામી છું અનાથ નારી
તમ વીણ નથી કોઈ મારો બેલી.
જેવી તેવી પણ છું તમારી.
વ્હાલા: દેશો નહીં વીસારી
પાંખ વીનાની, પંખીણીને પાળજોરે.—વ્હાલા.

---

## પ્રવેશ ૪ થો.



(સ્થળ શા. નથુચંદની પેઢી.)

શેઠ—નથુચંદ પોતાની પેઢીમાં કેટલાક મુનીમો સાથે બેઠેલા છે ત્યાં વફાદાર નોકર રામો આવે છે.

રામો—સલામ કરીને કહે છે શેઠ આપણા ઘેર કોઈ મહારાજ આવેલા છે તે આપને મળવા માગે છે.

નથુચંદ—આવવા દીયો.

રામો—જેવી આજ્ઞા. કહીને લાડુ ભટ મહારાજને તેડી લાવે છે.

લાડુ ભટ—શેઠજી નમસ્કાર,

નથુચંદ—લાડુ ભટને માનથી બોલાવી પોતાની પાસે બેસાડે છે ને પુછે છે કે તમારે હમારૂ શું કામ છે?

લાડુ ભટ—તમારા વેવાઈ અમીચંદે આ કંકોતરી આપી છે.

ને કહ્યું છે કે તમો તમારા પુત્રના લગ્ન કરવા સારૂ તાકીદે આવજો.

નથુચંદ—પત્ર લઈને કહ્યું કે રામા આ મહારાજને ભોજનગ્રહમા જમવા લઈ જા.

રામો—જેવી આજ્ઞા. કહીને લાડુ ભટ મહારાજને જમવા લઈ જાય છે.

નથુચંદ—કંકાતરી વાંચીને ઘણો ખુશી થયો ને પોતાના પુત્રના લગ્નની સામગ્રી તૈયાર કરવા સર્વ મહેતા મુનીમોને કહે છે કે, આજે આપાણી પેઢી બંધ કરીને મારા મકાનપર આવો.

---

## પ્રવેશ ૫ મો.

(સ્થળ કુવારી પ્રફુલનું મકાન.)

કુંવારી પ્રપુલના માતા પીતા પ્રપુલને નાની મુકીને ગુજરી ગયા હતા. તેથી પ્રફુલ પોતાના લગ્ન માટે ઘણીવાર વીચાર કરતી હતી છેવટે થાકીને નગર શેઠના પુત્ર બંશીલાલ સાથે પ્રીતી બાંધી.

પ્રફુલ — ગા. ૧

હું પ્રેમ ઘેલી રસીલી, પ્રફુલ નામે પંકાતી.
હું રસીકડી પ્રેમ ઘેલી. લચક છબીલી ખાની.
નૌકા જોબન જોલા ખાતી,
રસ બસમા મદમાતી;
રસીક સુકાની વીના દોવાની,
નૌકામાં કયા હૈયાતી.
હું પ્રેમ પ્યારાને મલવાને અધીરી થાતી.—હું પ્રેમ ઘેલી.

ગાયન પુરૂ થયા બાદ લુચ્ચા હરામખોરો કુવારી કન્યાને સતાવવા આવે છે.

**જમાદાર**—વ્હાલી પ્રફુલ તું હમારી ઇચ્છા પુરી પાડતી નથી તો હમો પણ કોઇ વખત જોઇ લઇશું.

**પ્રફુલ**—જમાદાર સાહેબ તમો શા માટે ગભરાવો છો આજે રાત્રે ૧૦) ના અમલે આવજો.

**જમાદાર**—પ્રફુલનું કહેવું સાંભળીને ખુશ થતો ચાલ્યો જાય છે, ને ત્યાં પોલીસ પટેલ આવે છે.

**પોલીસ પટેલ**—પ્રફુલ તું મને ઘણો વખત થયા સતાવ્યા કરે છે માટે હું તારી ઉપર ખોટી તહોમત મુકીને ફરીયાદ માડું છું.

**પ્રફુલ**—પટેલ સાહેબ આ બાળાને ખોટી ધમકી શું કરવા આપો છો તમારે ઇચ્છા મારી છે તો રાત્રે ૧૧) ના સુમારે આવજો.

**પોલીસ પટેલ**—પ્રફુલના કહેવાથી ખુશ થતો જાય છે. ને ત્યાં પ્રફુલનો ખરો આસક બંસીલાલ આવે છે.

**બંસીલાલ**—તેં મને તારા ઘેર કેમ બોલાવ્યો હતો.

**પ્રફુલ**—પ્રાણનાથ મારે તમારૂ એક કામ પડયું છે.

**બંસીલાલ**—પ્રફુલ તારે મારૂ શું કામ છે.

**પ્રફુલ**—મારા પીતા ગુજરી ગયા હતા. ત્યારે મને એક પેટી સોંપી ગયા છે ને કહી ગયા હતા કે આ પેટી આપણા દેશના રાજાને ત્યાં મોકલી આપજે તે પેટી લઇ જવાની હકીકત કહેવા સારૂ મેં તમોને બોલાવ્યા છે. ને આવતી કાલે તમો ૪) પોલીસને તેડી રાતના ૧૨) ના સુમારે મારા મકાનપર આવજો.

બંસીલાલ-રાતની વાત રાત્રે છે હમણા તું તારા ઘેર જા.
એટલું કહ્યા પછી પ્રફુલ્લે પોતાના હાથે લખેલું ગાય-
નનો કાગળ બંસીલાલને આપ્યો ને કહ્યું કે આનો
સારંશ મને સમજાવો.

પ્રફુલ— ગા ૭

પ્રેમી પ્યારીની રીતી, મુખથી વચન કહેવાનું રસીલા;
પ્યારાને સમજાવી શાનથી, તનમન લેવાનું.
રસીલાનું રત્ન લેવાનું.—પ્રેમી.
મુખમા છે માનીની લાજકડી,
ને કેમ ઉકેલે સ્નેહ ઘડી.
પ્યારીના પ્રેમ જોઇ સાહુ, સમજી લેવાનું;
સાનમા સમજી લેવાનું.—પ્રેમી.
પ્યારી છે કાચી કુસુમકળી.
પ્રેમી છે તેનોજ અલી.
સુહ્યા તારો પ્રેમ ધરે છે તે તારે દેવાનું;
કલીને તારે દેવાનું.—પ્રેમી.

બંસીલાલ-હું તને આ ગાયનનો સારાઉંશ કોઇ વખત સમ-
વીસ એમ કહી બંને જાય છે.

---

## પ્રવેશ ૬ થો.

(સ્થળ લગ્ન મંડપ.)

ગા. ૮

સાજન મારે આજ આગણે આવો, —૨
મોતીની થાર ભરીને મંગાવોરે. સાજન.
વરરાજાને કંઠે પહેરાવોરે.—સાજન.

મંડપમા હરત મેલાપ રચાવોરે,—સાજન.
સર્વ આનંદના ઓછવ ગાવોરે.—સાજન.

અમીચંદની પુત્રી તથા નથુચંદના પુત્રના લગનની અરધી ક્રીયા થયા બાદ અમીચંદ નામનો તાર લઇ પટાવાળો આવે છે.

પટાવાળો—અમીચંદ શેઠને તાર આપી ચાલ્યો જાય છે.

અમીચંદ—તાર વાંચતા માલમ પડે છે કે, ચાંદીના સટ્ટામા ૧૮) લાખ ૭૦) હજારની ખોટ ગઈ હતી. રૂપીયાની ઉતાવળ માટે આડતીયાએ લખ્યું હતું કે હમારા ખોટ પેટેના નીકળતા રૂપીયા તાકીદે મોકલી આપો નહીં તો હમો દાવો બાંધી તમારી ઇજતપર હાથ નાંખીશું આ તારની વાત નથુચંદને તુરત ખબર પડવાથી તે હુંકારી તુરત બોલી ઉઠયો.

નથુચંદ—કહે તારા જેવા દેવાળીયાની પુત્રીને હમારે જોઇતી નથી. કારણ કે દેવાળીયાની પુત્રી હમારા ઘેર આવે તો હમારી ઇજતને બટ્ટો લગાડે.

અમીચંદ— શેર

દુષ્ટ તું અભીમાન ધરી, સાને સતાવે આ દુખીને;
સુભ લગ્નમા ભંગ કરી, સતાવ નહી આ દુખીને.

નથુચંદ— શેર

દેવાલીયાની પુત્રીને, હમો કદી ગૃહીએ નહીં;
હમારો ધર્મ છે સાચો, દુખી પુત્રીને લઇએ નહીં.

એટલું કહીને નથુચંદ એના પુત્ર જયંતીલાલ તથા જાનૈયાને લઇ કન્યાને લીધા વગર ચાલ્યો જાય છે.

અમીચંદ-અરે પરમાત્મા એ પાપી ચંડાલ મારી પુત્રીને લીધા વગર ચાલ્યો ગયો ને અધુનામા પુરૂ ચાંદીના સટ્ટામા

૧૮) લાખ ૭૦) હજારની ખોટ ગઈ છે એમ કહી પોતાની પેઢીના ચોપડા તપાસવા પેઢીમાં જાય છે.

---

## પ્રવેશ ૭ મો.

(સ્થળ શા. અમીચંદની પેઢી.)

પેઢીમાં સર્વ મહેતાઓ બેઠેલા છે ત્યાં શેઠ અમીચંદ ચોપડા તપાસવા આવે છે.

**અમીચંદ**–મુનીમજી આપણી સીલીકમા કેટલા રૂપીયા હાજર છે

**સાકરલાલ**–શેઠ આપણી સીલીકમાં આજે રૂપીઆ ૪૫૫-૫-૩ પાઈ છે. પણ આપણા આડતીયાએ તેના માંગતા રૂપીઆ આપણીથી નહીં ભરાવાથી આપણી ઉપર દાવો બાંધ્યો છે ને તમોને કેદ પકડવાની દરખાસ્ત ભરી ચુકયો છે આડતીયો તમોને થોડીક મુદતમાં કેદ પકડશે ને તમારી તમામ મીલકતપર ટાંચ મારશે ને બીજું જે કંઈ છે તેની જપ્તી કરશે.

**અમીચંદ**–પોતાના મુનીમનું કહેવું સાંભળીને ઘણોજ વીચાર કરે છે ને થોડીક વારે પોતાના નસીબનું વર્ણન કરે છે.

**અમીચંદ**– ગા. ૯

છે કરમ તણી ગતી ન્યારી.
સર્વને માટે.—છે.
લક્ષ્મીથી શેઠીયા, લક્ષ્મી વગર વેઠીયા;
પ્રભુ તારી કલા છે બહુ ન્યારી.—સર્વને માટે.
દુખીયાનું દુખ દુખીયો જાણે,
સુખીયો મનમા સર્વ સુખી છે માણે-સર્વ.
ગીરધારી દુખીને તમો બચાવો
તમારા બાળકને સ્વર્ગ પોંચાડો.-સર્વ.

નસીબનું વર્ણન કર્યા બાદ આડતીયો કેટલાક પોલીસોને તેડી અમીચંદને કેદ પકડવા આવે છે.

**અમીચંદ**—પોતાની આબરૂને માટે તેમજ કેદ પકડવાની ધારતીને લીધે પોતાની વીંટી ચુસી મરી જાય છે આડતીયો તમામ મીલકત ઉપર ટાંચ મારીને બીજુ હતું તેની જપ્તી કરે છે ચંદ્રીકા તથા એની માતા અમીચંદના મરણથી તેમજ તમામ માલ મીલકત ફના થઇ જવાથી રડતી કકલતી ઘરમાથી બહાર નીકલી જાય છે અમીચંદના મરણની ક્રિયા પુરી થયા બાદ મા દીકરી ઝુપડું બાંધી રહે છે.

---

## પ્રવેશ ૮ મો.

(સ્થળ પ્રફુલનું મકાન.)

**પ્રફુલ**— ગા. ૧૦

પ્રેમના દાન લઇ હું થાઉં સુખી—૨
લોભાવી લટકે બનાવી વીલાસી,
ભુલાવું હું ભાન રમાડી રતીથી.—પ્રેમ.
મનહર મુર્તી છે તારી સુખાકારી,
સુધીને સાન મેં તો ખોઇ જોઇ.—પ્રેમ.
ધરી તારી આશા હવે શા તમાશા,
બતાવે જોઉં પ્રેમ દાન નીદી.—પ્રેમ.

ગાયન પુરૂ થયા બાદ જમાદાર આવે છે જમાદાર કહે પ્યારી પ્રફુલ હું તારા કહેલા ટાઈમસર આવ્યો છું પ્રફુલ માનથી બોલાવી ખુરસીપર બેસાડી પાન બનાવી આપે છે ત્યાર બાદ પોલીસ પટેલ પ્રફુલને ત્યાં આવે છે ને કહે છે કે પ્રફુલ બારણું ખોલ.

**જમાદાર**—કહે પ્રફુલ એ કોણ છે.

**પ્રફુલ**—કહે એ ગામનો મુખી પોલીસ પટેલ છે.

**જમાદાર**-કહે પ્રફુલ તું આજથી મારી સગી બહેન બરાબર છે હવે પછી કોઇ દીવસ હું તારૂ નામ લઇસ નહીં. હવે તું મને આ વખતે કોઇપણ જગ્યાએ છુપાવી દે.

**પ્રફુલ**—જે પેટી બનાવીને તૈયાર રાખી હતી તે પેટીમાના એક ખાંગામા જમાદારને સંતાઇ જવાનું કહે છે.

**જમાદાર**-પ્રફુલના કહયા પ્રમાણે પેટીમાના એક ખાંગામા સંતાઇ જાય છે. ત્યાર બાદ પ્રફુલ બારણું ખોલે છે ને પોલીસ પટેલને માનથી બોલાવી ખુરસીપર બેસાડી ઇસક બાજીની પ્રેમથી વાત ચીત કરે છે એટલામાં પ્રફુલનો ખરો આશક બંસીલાલ ૪) પોલીસ લઇને આવે છે

**બંસીલાલ**—વ્હાલી પ્રફુલ બારણું ખોલ.

**પોલીસ પટેલ**—પ્રફુલ એ કોણ છે.

**પ્રફુલ**—આપણા શહેરના નગરશેઠ હલોચંદનો પુત્ર બંસીલાલ છે

**પોલીસ પટેલ**-પ્રફુલ તું આજથી મારી ધર્મની માતા લાગે ને હવે પછી કોઇપણ દીવસ તારૂ નામ લઇશ નહી હવે તું મને કોઇપણ જગ્યાએ સંતાડી દે નહીં તો મારી ઇજતને બટો લાગશે.

**પ્રફુલ**—પોલીસ પટેલને પેલી પડેલી છે તે પેટીના બીજા ખાંગામા સંતાડી દે છે ત્યાર બાદ પ્રફુલ બારણું ખોલી બંસીલાલ તથા પોલીસને માનથી બોલાવે છે.

**બંસીલાલ**—પ્રફુલ તેં મને રાતના ૧૨) વાગતા ૪) પોલીસોને લઇને કેમ બોલાવ્યો છે.

પ્રફુલ-પેલી જે પેટી પડેલી છે તે આપણા દેશના રાજાને ત્યાં લઇ જાવો ને મહારાજાને કહેજો કે પ્રફુલે આ પેટી ભેટ મોકલી છે.

બંસીલાલ—પ્રફુલના કહયા પ્રમાણે પોલીસોને કહે છે કે પેલી પેટી ઉપાડીને રાજાને ત્યાં લઇ જાવો.

પોલીસો—બંસીલાલના કહેવા પ્રમાણે પેટી ઉપાડીને ચાલતા થયા કે તુરત તેની પાછળ બંસીલાલ પણ ચાલ્યો ગયો બંસીલાલપર આસીક થએલી પ્રફુલ તેના ગયા પછી બંસીલાલ પાછળ એકી નજરે જોઇ રહી.

પ્રફુલ-એકી નજરે જોઇ ને બોલી ઉઠી કે પ્યારાની મુર્તી કેવી સુંદર છે.

પ્રફુલ— ગા. ૧૧

પ્રીતમજી રમણી, ચીત હરી ગયા; —૨
ચીત હરી ગયા. ( ૨ )—પ્રી.
સ્નેહીએ પ્રીતી રદયમા ઉતારી
મોહન મનડું હરી ગયા. ( ૨ ) પ્રી.
પ્યારાએ દીધી પ્રેમમા ડુબાવી;
રસ ભરેલું રદય લુટી ગયા. ( ૨ )—પ્રી.

---

## પ્રવેશ ૯ મો.

(સ્થળ સતી ચંદ્રીકાનું ઝુંપડું.)

સતી ચંદ્રીકા- ગા. ૧૨

દુખી બાળાની અરજ સ્વીકારી,
સહાય કરો કીરતાર;—પ્રભુ સહાય કરો કીરતાર.

નથી પીતા નથી ભ્રાતા
કંગાલ છે મુજ માતા;—વિભુ સહાય કરો દાતા.

સાખી.

કંઇ દર્દીના દુખ હરી, આપ્યા મોક્ષના ધામ.
દુખીની વારે ચઢી, સ્વામીનો આપો વીસરામ.
વીભુ પતીનો વીસરામ;—દુખી.

ગંગા—બેટા ચંદ્રીકા તું એકાન્ત શું વીચાર કરે છે.

ચંદ્રીકા—માતા મારી યુવાન કાયા થયા છતા મારા સાસરીયા તેડવા કેમ નથી આવતા.

ગંગા—બેટા ચંદ્રીકા જે દીવસે તને તારા પીતાએ પરણાવી હતી તે દીવસે તારા પીતાને તથા તારા સસરાને જુજ બાબતમાં તકરાર થઇ હતી તેથી એ દુષ્ટ હંકારી તને તેડવા આવતો નથી તારો સ્વામી ઘણો દયાળુ ને પરોપકારી છે પણ તેના પીતાને લીધે તેનું કંઇ ચાલતું નથી ને તારા છતા તારા સ્વામીને હલોચંદની પુત્રી રૂકમણી સાથે વેવીસાલ જોડયો છે ને થોડા વખતમાં લગ્ન થવાના છે.

ચંદ્રીકા—માતા તું મારા સ્વામીને ત્યાં મને મુકવા ચાલ.

ગંગા—બેટા ચંદ્રીકા એ દુષ્ટ હંકારીનું નામ જવા દે આપણી કંગાળ સ્થીતીને લીધે તે આપણા ઉપર ઘણો ગુસ્સે થયો છે તેથી તારો સસરો તને ઘરમાં રહેવા નહીં દેશે ને ક્રોધના બદલામાં આપણને દુખ દેશે.

સતી ચંદ્રીકા— શેર.

પતી ભકતીની ખાતર દુખથી ડરવું નહીં;
પડેલુ સંકટ વેઠીને આંખથી રોવું નહીં;

**સતી ચંદ્રીકા**—માતા કંગાળ બાલકનું કહેવું સાંભળીને તમો મને મારા સ્વામીને ત્યાં મુકવા ચાલો.

**ગંગા**—બેટા ચંદ્રીકા તારે જવાની મરજી છે તો ચાલ આપણે બંને જઇએ એમ કહી મા દીકરી નથુચંદના મકાન પર જાય છે.

---

## પ્રવેશ ૧૦ મો.



(સ્થળ શા. નથુચંદનું મકાન.)

પોતાના મકાનમા નથુચંદ તથા પોતાની પત્ની સવીતા તથા જયંતીલાલ ત્રણે જણા બેઠા છે. ત્યાં રામો આવે છે.

**રામો**—શેઠ સાહેબ, આને મકાન આગળ કોઇ ૨) સ્ત્રીઓ આવી છે તે આપણા મલવા માંગે છે.

**નથુચંદ**—આવવા દીયો.

**રામો**—જેવી આજ્ઞા કહીને બંને મા દીકરીને અંદર બોલાવી લાવે છે.

**સવીતા**—બંને મા દીકરીને માનથી બોલાવે છે ને તમારે શું છે હમણા આવવાનું કારણ શું તે પુછે છે.

**ગંગા**—હમારી કંગાળ અવસ્તા હોવાથી તમારી વહુનું રક્ષણ મારાથી પોષણ નહીં થવાથી તમારા પુત્રની વહુને તમારા ત્યાં મુકવા આવી છું.

**નથુચંદ**–એ દેવાલીયાની પુત્રીને હમો કદી હમારા ઘરમાં રાખનાર નથી ભલે એ ગમે ત્યાં છીનાળું કરાવે ને કુતરીની માફક લોકોના ટુકડા ખાઇને પોતાની જીંદગી ગુજારે પણ હમો એને ઘરમાં રાખનાર નથી ને હવે પછી એ વીષેની વાત હમોને કહેશો તો એનું પરીણામ ભોડું છે.

ગંગા—હે દુષ્ટ હંકારી આલમ દુનીયામાં ચડતી ને પડતી છાયા સરવેને માટે છે તેનો મનમાં વીચાર કરીને આ દુખી બાળાને તારા ત્યાં રાખ નહીં તો એનું શું પરીણામ આવશે તે હું કહી શકતી નથી.

નથુચંદ—ઘણો ક્રોધે ભરાયેલો છે ને ગંગાના કટા વચન સાંભળી વધુ કોપીને પોતાની કટાર કાઢીને સતી ચંદ્રીકાને મારવા ~~[illegible]~~

~~[illegible]~~—હે ચુંડાલ ~~[illegible]~~ તને દુખી બાળાને સતાવતા જરાપણ વીચાર નથી આવતો તો હું જોઉં છું કે એ દુખી બાળાને કેવી રીતે મારે છે.

નથુચંદ—ખબરદાર ~~[illegible]~~ તારે મારા કામમાં બોલવું નહીં નહીં તો તારી પણ આજ વલે થશે.

~~[illegible]~~ — શેર.

દુખીની વારે ચડું, એજ હમારો ધર્મ છે;
કંગાલોને સહાય કરવા એજ હમારો ધર્મ છે.

નથુચંદ— શેર.

~~[illegible]~~ તું અહીંથી ચાલ્યો નહી જશે,
તો આ સંખણીના જેવા તારા હાલ અહીં થશે;

~~[illegible]~~ શેર.

હું જોઉં છું મારી આંખે બુરા હાલ કેવા થાય છે.
બુરા હાલ કરનારને માટે ~~[illegible]~~ તૈયાર છે.

~~[illegible]~~ કટા વચન સાંભળી નથુચંદ સતી ચંદ્રીકાને કટાર મારવા ~~[illegible]~~

# અંક ૨ જો.



## પ્રવેશ ૧ લો

(સ્થળ જયંતીલાલનો ખાનગી રૂમ.)

નથુચંદ તથા એનો પુત્ર જયંતીલાલ બેઠા છે.

**જયંતીલાલ**-પીતાજી મારી સગાઇ નગરશેઠ હલોચંદની પુત્રી રૂક્ષ્મણી સાથે ઘણો વખતથી કરીછે તો તમો અહીંથી કંકોતરી લખી આપણા ગોર મહારાજને મોકલો કે તે એની પુત્રીના તાકીદે લગ્ન કરી આપે.

**નથુચંદ**-પુત્ર તારૂ કહેવું ઠીક છે હું કંકોત્રી લખું છું ને તું આપણા ગોર મહારાજને બોલાવી લાવ.

**જયતીલાલ**-પીતાના કહેવાથી ગોર મહારાજને બોલાવવા જાય છે ને નથુચંદ કંકોત્રી લખે છે

કંકોત્રી.

નગરશેઠજી, હલોચંદદાસ તથા સાથ સરવે લી તમારા વેવાઇ નથુચંદ તથા સાથ સર્વના જેશ્રીકૃષ્ણ સ્વીકારશો બાદ વીનંતી કે મારા પુત્ર જયંતીલાલના વેવીસાલ તમારી પુત્રી રૂક્ષ્મણી સાથે ઘણો વખત થયા જોડયો છે માટે હું લખું છું કે હમો આજથી સાતમા દીવસે લગ્ન કરવા આવવાના છે માટે લગ્ન વીધીની સરવે સામગ્રી તૈયાર રાખજો હાલ એજ.

લી. નથુચંદ કેવલદાસ ચોકસીના, પ્રણામ.

**ગોર મહારાજ**—શેઠજી નમસ્કાર.

**નથુચંદ**-આવો મહારાજ એમ કહી પોતાની પાસે બેસાડે છે.

**ગોર મહારાજ**—મને તમોએ કેમ બોલાવ્યો છે.

**નથુચંદ**—આ કંકોત્રી લઈને હમારા નવા વેવાઈ નગરશેઠ હલોચંદદાસને ત્યાં તમો જાવો ને આ કંકોત્રી આપીને કહેજો કે આજથી સાતમા દીવસે તમારા વેવાઈઓ લગ્ન કરવા આવનાર છે. માટે સર્વ સામગ્રી તૈયાર રાખજો.

**ગોર મહારાજ**—જેવી આજ્ઞા કહીને કંકોત્રી લઈને જાય છે ત્યાર બાદ નથુચંદ તથા જયંતીલાલ લગ્નનું શાહીત્ય તૈયાર કરવા જાય છે.

---

## પ્રવેશ ૨ જો.

(સ્થળ શેઠ હલોચંદનું મકાન.)

નગરશેઠ હલોચંદ તથા પોતાની પત્ની વનીતા પોતાના મકાનમાં બેઠેલા છે ત્યાં રૂક્ષ્મણીની દાસી આવે છે.

**દાસી**—શેઠ આપણા મકાન આગળ કોઈ મહારાજ આવેલા છે.

**હલોચંદ**—અંદર આવવા દીયો.

**દાસી**—જેવી આજ્ઞા કહીને ગોર મહારાજને બોલાવી લાવે છે.

**ગોર મહારાજ**-શેઠજી નમસ્કાર.

**હલોચંદ**—મહારાજને માનથી બોલાવી પોતાની પાસે બેસાડીને પુછે છે કે તમો અહીં કેમ આવ્યા છો.

**ગોર મહારાજ**-તમારા વેવાઈ નથુચંદે આ કંકોત્રી આપી છે ને કહ્યું છે કે આજથી સાતમા દીવસે હમો લગ્ન કરવા આવનાર છે માટે સર્વ સામગ્રી તૈયાર રાખજો

**હલોચંદ**—ગોર મહારાજના કહ્યાથી તેમજ કંકોત્રી વાંચીને ઘણો ખુશી થયો ને દક્ષણા ગોર મહારાજને :આપીને વીદાય કર્યા. ત્યારબાદ હલોચંદ તથા વનીતા બંને જણા લગ્નની સામગ્રી તૈયાર કરવા ગયા.

## પ્રવેશ ૩ જો.



(સ્થળ રૂક્ષ્મણી તથા સાહેલીઓનો પ્રેમ.)

રૂક્ષ્મણી. તથા સાહેલીયો }— ગા. ૧૩

મુઠયા મેલી પ્રીતમને મલવા જા જા જા,
તારૂં જોબન લુટાવા આતુર થા થા થા:
સાણી સાહેલી સીદને સતાવો,
નહીં જાણું હું પ્રેમ છે કેવો.
નથી સીખી હું પ્રેમ વીસે કાંઇ,
સહીઆ જોબન રંગ છે કેવો.
સખી જોબન રંગ છે કેવો.
પ્રેમીને કેજે તું [illegible] પ્યાલો પા પા પા,
વ્હાલાને મલવા ઇસકના મંત્રો ગા ગા ગા;

ગાયન પુરૂ થયા બાદ સરવે સાહેલીયો રૂક્ષ્મણીની રજા લઇને જાય છે ને ત્યાં જયંતીલાલ આવે છે.

**જયંતીલાલ**-વ્હાલી રૂક્ષ્મણી તું કેમ અહીં એખલી ઉભી છે.
**રૂક્ષ્મણી**—પ્યારા તમોને એકાંતે મલવા આવી છું.
**જયંતીલાલ**-તું મને મલવા આવી છે પણ મારી સારૂ શું લાવી છે.

રૂક્ષ્મણી— ગા. ૧૪

પ્રીતમજી તમારા માટે ખીલેલી કલી હું લાવી,
પ્રેમી રસ પીવડાવવાને તમારી પાસે હું આવી;
ખીલેલી ગુલાબની કલી એ છે અખંડ કાંમતની,
ભારી કીંમત ખરચીને વ્હાલા હું અહીં લાવી.
નથી એની ઝાડ કે ઝાડી, નથી એ જેવી કે તેવી;
મુઠયાની પાસે રહેનારી, રસીલા હું અહીં લાવી.

સ્વામીજી તમો મારા રે, સ્વીકારો કલી ખીલેલી;
રસીક રસ પીવાને માટે, તમારી પાસે હું આવી.

ગાયન પુરૂ થયા બાદ બંનેજણા પ્રેમની વાતો કરતા જાયછે.

---

પ્રવેશ ૪ થો.

(સ્થળ લગ્ન મંડપ.)

ગા. ૧૫

સાહેલી મારે આજે આનંદ લાવો.—રે.
ફુલનો હાર ગુંથીને લાવો રે.—સા.
કુંવર રાજાને ગલે પહેરાવો રે,—સા.
મંડપમાં જેજેકાર વરતાવો રે.—સા.
વરકન્યાનો હાથ મેલાવો રે,—સા.

લગ્નની અરધી ક્રીયા થતી વખતે જેવો જયંતીલાલ રૂક્ષ્મણીનો હાથ પકડવા જાય છે તેવામાં વીષ્નું ભગવાન યોગીનો વેસ ધારણુ કરી આવે છે.

**યોગી**—ખબરદાર રૂક્ષ્મણીનો હાથ પકડશે તો એનું પરીણામ ખોટું આવશે.

શેર.

સતી બાલાને રઝળતી કરી
બીજી પરણવા તૈયાર થાય છે?
તારા જેવા દુષ્ટ ચંડાલોને
કરોડોવાર ફીટકાર છે.

**નથુચંદ.**—એ સાધુડા હમારા કામમાં તારે બોલવાનો બીલકુલ હક નથી. માટે અહીંથી તું તારે રસ્તે ચાલ્યો જા.

**યોગી—** **શેર.**

**જ્યાં સુધી સતી બાલાને**
**પોતાનો ખરો સ્વામી મલસે નહી?**
**ત્યાં સુધી આ યોગીના વચનથી,**
**તું લક્ષ્મીથી સુખી રહેસે નહી.**

એટલું કહી યોગી જાય છે.

**નથુચંદ**—બેટા જયંતીલાલ એ સાધુડાના કહ્યાથી કસુ થનાર નથી માટે સુખીથી લગન ક્રીયા કરીલો.

લગન ક્રીયા થયા બાદ સરવે ચાલ્યા જાય છે.

---

## પ્રવેશ ૫ મો.

**(સ્થળ સતી ચંદ્રીકા તથા રૂક્ષ્મણીનો મેલાપ.)**

**સતી ચંદ્રીકા—** ગા. ૧૬

**શ્રષ્ટી છે, પાપની ભરેલી.**
**સતીયોને માટે જેરની પ્યાલી: શ્ર.**
**નથી કોઇ સગું મારૂ,**
**નથી સાસરીયું સારૂ.**
**હરી, બચાવો આ તારી પુત્રી,**
**દુખીને બચાવો કૃષ્ણ મોરારી;**

ગાયન પુરૂ થયા બાદ રૂક્ષ્મણી આવે છે.

**રૂક્ષ્મણી**—બહેન ચંદ્રીકા તું મારે ઘેર કેમ આવી હતી તે તમને પુછવા આવી છું.

**સતી ચંદ્રીકા**—બહેન જે દીવસે આપણા સ્વામીજી મને પરણવા આવ્યા હતા. તે દીવસે મારા પીતાને ત્યા આપણા

સસરાજીને જુજ બાબતમાં તકરાર થઇ હતી તેથી આપણા સસરા મને ઘરમાં રાખવાની બીલકુલ ના કહે છે માટે આપણા સ્વામીજીના મેલાપ કરવાની યુકતી પુછવા આવી હતી.

**રૂક્ષ્મણી**—વળી સ્વામીના મેલાપ કરવાનું શું કારણ છે એ તમોને ઘરમાં રાખવાની ના કહે છે તો સ્ત્રીમાં પુરૂષો કયા કમી છે.

**સતી ચંદ્રીકા**— ગા. ૧૭

સરવે જીવોનું રક્ષણ કરતા, જુગદીશ્વર એક છે,
સતીયોને આ જગતમાં, ખરો સ્વામી એક છે.
ભલે આંધળો કે લંગડો, ભલે હોય લુલો કે બારો;
લગ્નમાં જેનો હાથ પકડયો, સતીને સ્વામી તેજ છે.
ભલે જુગારી કે પાપી, ભલે હોય તે રંડીબાજી;
કૃષ્ણજીએ કર્મમાં લખ્યો જે, સતીને સ્વામી તેજ છે.

**રૂક્ષ્મણી**-બહેન તમો સતપણું પાલવા તૈયાર થયા છો પણ તે તમારૂ નીષ્ફળ જશે.

**સતી ચંદ્રીકા**- શેર.

આ દુન્યાનું રક્ષણ કરનારો પરમાત્મા એક છે,
જગતમાં દીવસને માટે સુર્યનારાયણ એક છે;
સ્રષ્ઠીમાં રાત્રીને માટે ચંદ્રદેવ એક છે,
તેમ સતીના સતને માટે સ્વામીજી એક છે;

**રૂક્ષ્મણી**-બહેન દુખ્યારીની ઉપર દયા ધરીને સ્વામીનો મેલાપ કરાવી આપશો તો તમારો મોટો ઉપકાર થશે.

**રૂક્ષ્મણી**-બહેન તારૂ સત્ય જોઇને હું ઘણી ખુશી થઇ છું આજે હું હમારા ખાનગી હોલમાં પ્રીતમજીને તેડી લાવીશ માટે તું સાંજના પાંચ વાગના હમારા ખાનગી હોલમાં

ભીખારણનો વેસ ધારણ કરીને આવજે ત્યાં સ્વામીજીનો મેલાપ થસે.

**સતી ચંદ્રીકા**-ઠીક બહેન તું તમારા કીધા પ્રમાણે આવીશ તમે અહીંથી વહેલા ઘેર જાવો કારણ કે સ્વામીજી વાર જોતા હશે હું પણ મારા ઘેર જાવ છું.

---

## પ્રવેશ ૬ ઠો.



(સ્થળ રૂક્મણી તથા જયંતીલાલનો બેઠક.)

પોતાના ખાનગી હોલમાં જયંતીલાલ તથા રૂક્મણી બેઠા છે.

**જયંતીલાલ**-રામા ત્રીજા નંબરની પેટીમાંથી એક બ્રાંડીની બોટલ લાવ.

**રામો**—જેવી આજ્ઞા, કહી જાય છે.

**જયંતીલાલ**-પ્યારી તું મને ઘણે દીવસે આપણા ખાનગી હોલમાં તેડી લાવી છે માટે આજે કોઇ એવી ચીજ જોબનની સંભલાવ કે દીલ ખુશ થાય.

**રૂક્મણી**—વ્હાલા તમારી મરજી છે તો સાંભળો.

**રૂક્મણી**- ગા. ૧૮

લાગી લાગી; નજર લાગી.—૨
પ્રીતમજીની મને નજર લાગી,
ત્યાગી ત્યાગી; લાજ ત્યાગી.—૨
સ્વામીજીની લાજ મેં તો ત્યાગી.—લાગી.

**સાખી.**

સાણા તે સમજી શકે, મુરખ ગોથા ખાય;
અમીરસનું બીંદુ જે, રત્ન માંહી સમાય.

વાગી વાગી; ગોલી વાગી—૨.
રસીલાની પ્રેમની, ગોલી વાગી.—લાગી.

ગાયન પુરૂ થયા બાદ બ્રાન્ડી લઇ રામો આવે છે તે બોટલ જયંતીલાલના હાથમાં આપી પોતાની જગ્યાએ ઉભો રહયો.

**જયંતીલાલ**-બ્રાન્ડી ખોલીને એક ખલાસ રૂક્મણીને આપ્યો ને થોડી પોતે પીએ છે એટલામાં બહારથી સતી ચંદ્રીકા સાખી ગાય છે.

**સતી ચંદ્રીકા**- સાખી.

લગ્ન બાળાના કરી, રખડતી કરી આ દુઃખીને;
તમારી સેવા કરવા, રાખો દુઃખી બાળાને.

સાખી પુરી થયા પછી જયંતીલાલ રૂક્મણીને પુછે છે કે આ ઝીણો સ્વર કયાંથી આવે છે.

**રૂક્મણી**-જે હોય તેણે અહીં બોલાવો એ કોણ છે તે માલમ પડશે.

**જયંતીલાલ**-રામા બહાર જે કોઇ આવ્યું હોય તેને અહીં તેડી લાવ.

**રામો**—જેવી આજ્ઞા કહીને સતી ચંદ્રીકાને તેડી લાવે છે.

**જયંતીલાલ**—ભીખારણ તું કોણ છે.

**સતી ચંદ્રીકા**-પતીથી વીખુટી થયેલી દુખીયારી બાળા છું.

**જયંતીલાલ**-ભલે તું ગમે તે હોય તેનું મારે કામ નથી પણ હું તને એમ કહું છું કે તને કહાણી ગાતા આવડતું હોય તો ગાઇ બતાવ.

**સતી ચંદ્રીકા**-શેઠજી કહાણી આપ વીતી કહું કે પરવીતી કહું

**જયંતીલાલ**-આપ વીતી કહે પરવીતીનું આપણે કશું કામ નથી.

**સતી ચંદ્રીકા**- સાખી. ૧૯

લગ્ન બાળા ના કરી રખડતી કરી આ દુઃખીને,
તમારી સેવા કરવા રાખો દુઃખી બાળાને.

ભરોસો દઇ ફસાવી, નાજુક કોમળ નારીને;
જરા દરધરી મોરારીનો, તમો ગ્રહો દુખીયારીને.

લગની લાગી સ્વામી તણી હું, ભટકું પારકા ઘરમાં. ૨
ભીખારણ વેસ ધરીને આજે, આવી પ્રીતમને મળવા.—લ.

**જયંતીલાલ**–મનમાં સમજી ગયો કે હું પહેલા પરણ્યો હતો તે આ ચંદ્રીકા છે. પણ એ વાત હમણા જવા દો કારણ કે [illegible] તો નકી તકરાર થશે એમ મનમાં વીચાર કરીને પોતાના હાથની કીંમતી વીટી ચંદ્રીકાને આપીને ત્યાંથી રવાના કરી દે છે ત્યાર બાદ જમવાની રસોઇ તૈયાર થવાથી બંનેજણા જમવા ચાલ્યા જાય છે.

**સતીચંદ્રીકા**–પોતાના સ્વામીજીએ આપેલી વીટી લઈને ઘેરજાયછે

---

## પ્રવેશ ૭ મો.

(સ્થળ પ્રફુલનું મકાન.)

**પ્રફુલ**— ગા. ૨૦

રસથી ભરેલી કાયા બહુ ઝલકાય, -૨
બહુ ઝલકાય પ્રેમી વીના ફલકાય. (પ્રે.) રસથી.
હું તો છું પ્રેમની પ્યાસી રસીલા તણી દાસી,
પ્રીતમજી વીના મારૂં હૈયું મુઝાય. (મારૂં) રસથી.
આવો અલબેલા મારા બોલાવે તમારી દારા,
સંસારી માયામાં મારૂં રત્ન અથડાય. (મારૂં) રસથી.

ગાયન પુરૂ થયા બાદ સતી ચંદ્રીકાપર બદ દાનત કરીને એના મકાનેથી ઉપાડી જવાનો વીચાર કરતો કરતો પ્રફુલને બંસીલાલ સુકતી પુછવા આવે છે.

**અફુલ**—પ્રાણનાથ શું બીચાર કરો છો તે મને જણાવશો.

**બંસીલાલ**—મતલબ. મતલબ. મતલબ.

**અફુલ**—મતલબ, મતલબ, કેમ કરો છો તેનું કારણ શું છે તે કહો.

**બંસીલાલ**—મતલબ વગર કોઈપણ માણસ બીજાને ત્યાં જતોજ નથી તે તું જાણે છે મારૂ કામ કરવાને મદત આપો તો કહું.

**અફુલ**—તમારૂ કામ કરવાને આ બાળા તૈયાર છે પણ તમારા કામમાં તમો ફતેહ પામો અગર ન પામો તો પણ મારૂ કામ કરવાને તમો વચન આપો તો તમારા કામમાં મદત કરૂં.

**બંસીલાલ**—પ્રીયા મારૂ કામ થશે અગર નહી થશે તો પણ તારૂ કામ કરવાને હું વચન આપુ છું તે વચન હું મારા બાપના બોલ સાથે પાલીસ.

**અફુલ**—બંસીલાલનું વચન લીધા પછી કહે છે કે તમારે મારૂ શું કામ પડયું છે.

**બંસીલાલ**—તારા ઘરની પાસે જે ચંદ્રીકા રહે છે તેની માતા આજે ગુજરી ગઇ છે તેમ તેનો સસરો એને ઘરમાં રાખવાની ના પાડે છે. માટે એ ચંદ્રીકા ઘણી દુખીયારી છે તેથી મારી સાથે એની પ્રીતી બાંધવા ચાહું છું.

**અફુલ**—એ ચંદ્રીકા સતી છે. એ તમારી સાથે પ્રીતી બાંધશે નહીં પણ એક ઇલાજ બતાઉ કે એની માતા આજે મરી ગઇ છે તેથી હું એના ઘેર રાતના સુવા જવાની છું માટે તમો રાતના દશ વાગ્યાના સુમારે બે ત્રણ માણસ લઇને આવજો કે એ બાળા ભરનીદ્રામાં સુતી હોય તે વખતે એને ઉંચકીને તમારા પીતા હલોબંદની વાડીમાં લઇ જઇશું તેથી આપણું કામ થશે.

**બંસીલાલ**—પ્રફુલના વચન સાંભલીને ઘણો ખુશી થયો ને કહે છે કે હું રાત્રે તારા કીધા પ્રમાણે જરૂર આવીશ એમ કહી જાય છે.

**પ્રફુલ**—પોતાના ઘરનું કામ કરવા ત્યાંથી જાય છે.

---

## પ્રવેશ ૮ મો.

(સ્થળ સતી ચંદ્રીકાની માતાનું મરણ.)

ઘણા દીવસથી સતી ચંદ્રીકાની માતા ગંગા મંદવાડ પથારીએ હતી. તે આજ રોજે ગુજરી જવાથી ન્યાતીના લોકો ગંગાને ઉંચકી સમસાન લઇ જાય છે ત્યાં સતી ચંદ્રીકા બહુ વીલાપ કરે છે.

**સતી ચંદ્રીકા**— ગા. ૨૧

અરેરે દુખનો આવ્યો ભાર, રહ્યું નહીં કોઇ મારૂં;
સહું સુણજો દેવ લોકો, મારે નથી કોઇ બારૂ.
સંસાર છે ઝેર સમાન, સતીને દુઃખ દેનારૂં;
પ્રભુ કરજો બાળાને સહાય, કોઇ નથી સ્હાય કરનારૂ.
માતા પીતા મુકીને ચાલ્યા ગયા, સાસરીયું નથી સારૂં;
નીચ કર્મો ઝઝુમી પડે, દુખમાં દુખ દેનારૂ.
નસીબ ફુટયા હવે પુરા, મ્હારા ગરીબડું ભાગ્ય [illegible] મ્હારૂ.
બચાવો તમો જુગદીસ, બાળક તારૂં દુખીયારૂં;

સતી બાળા અફસોસીનો વીલાપ કરતી કરતી વખતે મુરછા ખાઇને બેહોસ થઇને જમીનપર પડે છે ત્યાર બાદ ત્યાં પ્રફુલ આવે છે.

**પ્રફુલ**—ચંદ્રીકાને અફસોસમાં પડેલી જોઇને મનમાં વીચાર કરે છે કે ઉપાડી જવાનો આ ઠીક ઘાટ છે. એમ વીચાર કરીને પ્રફુલ બંસીલાલને તથા ૨-૩ માણસોને બોલાવી લાવે છે.

**બંસીલાલ**-પ્રફુલના કહેવાથી બીજા માણુસોને કહે છે કે આ બાળા જાગે નહીં તેવી રીતે ઉપાડીને નગરશેઠ હલોચંદના બગીચામાં લઇ જાવ હું થોડીકવારે ત્યાં આવું છું બંસીલાલના કહેવાથી પેલા માણુસો સતીને ઉપાડી જાય છે ને તે લોકોના ગયા પછી થોડીકવારે બંસીલાલ જાય છે, સતી ચંદ્રીકાને ઉંચકી ગયા પછી પ્રફુલ પોતાને ઘેર નાસી જાય છે.

---

## પ્રવેશ ૯ મો.

(સ્થળ ભયંકર જંગલ.)

સતી ચંદ્રીકાને ઉંચકી જનારા માણુસો અંધારી રાત્રીને લીધે હલોચંદના બગીચાનો રસ્તો ભુલી જઇને મોટા ભયંકર જંગલમાં આવે છે ને ત્યાં સતી ચંદ્રીકાના સત્યને માટે વીષ્ણું ભગવાન સાપનો અવતાર ધારણ કરીને ઉંચકી જનારા માણુસો પાછલ દોડે છે. સાપના ભયથી ઉંચકી જનારા માણુસો ચંદ્રીકાને જંગલમાં પડતી મુકીને પોતાનો જીવ બચાવવા નાસી જાય છે, તે લોકોના ગયા પછી સાપ અદશ્ય થાય છે ને થોડીકવારે સતી ચંદ્રીકા નીદ્રામાંથી જાગે છે.

**સતી ચંદ્રીકા**-હું આ ભયંકર જંગલમાં કયાંથી આવી અરેરે પરમાત્મા દુઃખી બાળાની ઉપર જરા દયા ધરીને બચાવ. આ ભયંકર જંગલ જોઇને મારૂં હૃદય ઘણું ગભરાય છે એવી રીતે વીચાર કરીને પોતાના દુઃખનું વર્ણન કરે છે.

**સતી ચંદ્રીકા**- ગા. ૨૨

વન વગડામાં હું, કયાંથી આવી બાળા;
નથી કોઇની વસ્તી, હું પુછું કોને.—વન.

હશે કોઇ દુષ્ટ પાપી, દગામાં લાવ્યો અહીં મુજને;
પાપીચોથી પ્રભુ, બચાવો આ બાળા.—નથી.
આમ છે ઝાડ ઝાડી, આમ છે ખંડેર ખાડી;
ભયંકર બીકથી, ડરૂં છું હું બાળા.—નથી.

ગાયન પુરૂ થયા બાદ ચંદ્રીકા મનમાં વીચાર કરે છે કે, અહીં રહેતા બીક લાગે છે તો મારે અહીંથી કોઇપણ જગ્યાએ જવું સારૂં છે કારણ કે એ પાપીઓ પાછા મારો કેડો લીધા વગર રહેશે નહીં માટે પરમાત્મા કરે તે ખરૂ એમ કહીને જાય છે. એટલામાં સામુથી લુટારાની ટોલી આવે છે ટોલીનો મુખ્ય સરદાર જેરીમલ બોલ્યો.

**જેરીમલ**—મારા વફાદાર માણુસો આ નારીને પકડો.

**સતી ચંદ્રીકા**-દુષ્ટ ચંડાળ તું મને પકડનાર કોણ છે.

**જેરીમલ**—હું આ ભયંકર જંગલનો રાજા છું ને હમારો એ ધર્મ છે કે હમારા જંગલમાં જે કોઈ આવે તેને લુટી લેવા અગર મારી નાંખવા અને નારી આવે તેને હમારા સીપાઈને સોંપી દેવી. અને મારા હુકમને માન નહીં આપે તેને આ સમસેરથી યમદ્વાર પોંચાડવી. બોલ તું મારા સરણે થાય છે કે નહીં જલ્દી જુવાબ આપ.

**સતીચંદ્રીકા**-સતી બાળા પોતાના સ્વામી સીવાય કોઇના સરણે થઇ નથી ને થવાની પણ નથી સતી બાળાને સંકટમાંથી બચાવ યા સહાય કરનાર પરમાત્મા છે.

**જેરીમલ**—ઓ નાદાન કન્યા તું હાથે કરીને મોત કેમ માંગે છે જો તું મારે સરણે થઇશ તો સુખી થઇશ ને નહીં સરણે થાય તો આ કટારથી વગર મોતે મરીશ.

**સતી ચંદ્રીકા**—

ઓ કાલા મોંના દુષ્ટ પાપી, તારી કટાર કામ આવશે નહીં;
ને સતીના શ્રાપથી યમદ્વારે પોંચતો થઈસ.

**જેરીમલ**—હું જોઉં છું કે તારૂં સત્ય તથા તારો પરમાત્મા તને કેવી રીતે બચાવે છે એમ કહી પોતાની કટાર લઇ સતીને મારવા જાય છે. એટલામાં સતી બાળા પોતાના સત્યથી કારા કર્મ કરનારને કેવી સજા થાય છે તે પ્રત્યક્ષ બતાવે છે.

**ચંદ્રીકા**—જો પાપી! તારા જેવા કારા કર્મ કરનારાને સજા આવી થાય છે. જેરીમલ તથા સરવે સીપાઇઓ સજાનો ચીતાર જોઇને સતી ચંદ્રીકાને પગે પડે છે ને સતી બાળાને નબળા વચનો કહ્યા તેની જેરીમલ બે હાથ જોડી માફી માંગે છે. ને સરવે કહે છે કે જય. જય. સતી ચંદ્રીકાનો જય!



## અંક ૩ જો.



### પ્રવેશ ૧ લો.



(સ્થળ નથુચંદની બેઠક)

યોગીના શ્રાપથી પૈસાથી દુઃખી પામેલો નથુચંદ ઘણા વીચારમાં બેઠેલો છે ત્યાં પટાવાલો આવે છે.

**પટાવાલો.**—નથુચંદને રૂની ગાસડીયોના સટ્ટામાં ખોટ ગઇ તેનો તાર આપીને જાય છે.

**નથુચંદ**—તાર વાંચી અંદર જુવે છે તો રૂની ગાંસડીઓના સટ્ટામાં રૂા. ૨૪૩૭૦૦૦) ખોટ ગઇ છે ખોટ પેટેના રૂપીયા તાકીદે ભરવા માટે આડતીઓ ઘણીજ ઉતાવલ કરે છે તે વાંચી નથુચંદ બહુજ વીચારમાં પડી જાય છે એટલામાં જયંતીલાલ આવે છે.

**જયંતીલાલ**-પીતાજી આજ રોજ તમો બહુ ઉદાસમાં બેઠેલા જણાવો છો તેનું કારણ શું છે, તે મને સમજાવશો.

**નથુચંદ**-બેટા જયંતીલાલ આજ રોજે રૂની ગાંસડીઓના સટ્ટામાં ૨૪૩૭૦૦૦) નુકશાની ગઇ છે તેનો તાર હમણા આવ્યો છે ને માંગનાર આડતીયાઓ પૈસાની બહુજ ઉતાવળ કરે છે ને આપણે માંગનારના રૂપીયા તાકીદે નહીં આપીએ તો આપની ઇજ્જતને બટો લાગશે.

**જયંતીલાલ**-પીતાજી ઇજ્જત આપણી નહીં જાય તેવો ઇલાજ બતાવો તો હું તે કરવા તૈયાર છું.

**નથુચંદ**-તારા નવા સસરા ઘણા દ્રવ્યવાન છે તેથી તું તારા સસરા હેમચંદને ત્યાં જઇને કહેજે કે હમણા હમારે પૈસાની બહુ જરૂર છે માટે હાલમાં ૧૦) લાખ રૂપીયા ઉછીકા તરીકે આપો તમારા રૂપીયા થોડી મુદતમાં ભરી દઇશું.

**જયંતીલાલ**-પીતાજી તમારૂ વચન સીરપર ચડાવી હું રૂપીયા મારા સસરાના ત્યાથી તાકીદે લઇને આવું છું હવે તમો અહીંથી જમવા જાવ રસોઇ તૈયાર છે.

**નથુચંદ**—જમવા ગયા બાદ જયંતીલાલ મુરખનું વર્ણન કરે છે

**જયંતીલાલ**- ગા. ૨૩

મુરખો સુખમાં મકલાતા,
સંકટમાં બહુ તે મુઝાય.—મુ.
સુખ વૈભવો સહુ ચહે, સંકટનો નહીં વીચાર;—ર
શા કામ ભકતી સહુ કરે, નીષ્ટ કામનો નહી વીચાર.
સુખમાં હેવોના દુશ્મન થાતા,
સંકટમાં બહુ તે મુઝાય.—મુ.

---

## પ્રવેશ ૨ જો.



(સ્થળ શેઠ હલોચંદની બેઠક.)

હલોચંદદાસ ત્થા ધર્મ પત્ની વનીતા બંને જણા પોતાના ખાનગી હોલમાં બેઠા છે. ત્યાં રાવ આવે છે.

રાવ—તમારા જમાઈ જયંતીલાલ આવ્યા છે ને તે તમોને મલવા માંગે છે.

હલોચંદદાસ—અહીં બોલાવી લાવ.

રાવ—જેવી આજ્ઞા કહી જયંતીલાલને બોલાવી લાવે છે.

હલોચંદ-જયંતીલાલને માનથી બોલાવી ખુરસી આપી બેસાડીને પુછે છે. કેમ, તમારે હમારૂ શું કામ છે.

જયંતીલાલ-મારા પીતાજીને હાલમાં રૂનાં સટ્ટામાં ખોટ ગઇ છે ને માંગનારા બહુજ ઉતાવળ કરે છે તેથી તમારી પાસે દસ લાખ રૂપીઆ ઉછીકા તરીકે લેવા આવ્યો છું.

હલોચંદ-નથુચંદનું આગલનું અભીમાન જોઇને બોલી ઉઠયો.

### શેર.

જ્યાં સુધી તારા બાપની, પૈસાથી ઇજ્જત જશે નહીં;
ત્યાં સુધી દુષ્ટ હંકારીનો, અભીમાન ઉતરશે નહીં.

હું તમને તેમજ તમારા પીતાને બીલકુલ પૈસા ધીરનાર નથી.

જયંતીલાલ- શેર.

આવા સંકટ વખતે તું ઉછીકા પઇસા આપશે નહીં,
તો તારી પુત્રીને હું બીલકુલ ઘરમાં રાખીશ નહીં;

હલોચંદ— શેર.

સતી બાળાને રઝલતી કરી, બીજી રઝલતી કરવા તૈયાર થયો;
ખરેખર હંકારીના હંકારનો બદલો, યોગી આપવા તૈયાર થયો.

તારા પીતાના કરેલા કર્મનો બદલો ભોગવો અને જણા ભોગવો ભલે મારી પુત્રીને નહીં થઇ તેની ફીકર નહીં પુત્રીને સહાય કરનાર પરમાત્મા છે. હું તને જમાઈ જાણીને ભલાને માટે કહું છું કે સતીબાળા ચંદ્રીકાને તું સોધી કાઢ તે તને સહાય કરશે.

**જયંતીલાલ**-સસરાજીના કટા વચન સાંભળ્યાથી ઉશ્કેરાયલો પોતાની પહેલી પરણેત ચંદ્રીકાને સોધવા જાય છે.

---

## પ્રવેશ ૩ જો.

(સ્થળ દરીયા કીનારો.)

સતી ચંદ્રીકા તથા લુટારાઓ નવકામાં બેસી ફરવા નીકળ્યા છે

**ચંદ્રીકા**- ગા. ૨૪

કર્યા કર્મનો પ્રકાસ લુટારા,—કર્યા.
તારી નૌકા દુબવા નહીં દઉં.—૨.
લુટારારે સતી કહે છે;

**જેરીમલ**-
હર્યા જીવો લખચાર,—સતી દેવી હર્યા.
વનના જાનવરો માર્યા;—૨ સતી દેવી લુટારો કહે છે.

**ચંદ્રીકા**—
હું બાળા સતી નાર,—લુટારા.--હું
તારા પાપ મુક્ત કરીશ હું.—લુટારારે.—સતી કહે છે

**જેરીમલ**—
ધન દોલત લુટી મેં, દેવી.—ધન.
ચમકારે લોકોને પોંચાડીયા-સતી દેવીરે.—લુટારો કહે છે

**ચંદ્રીકા**—
નહીં ચીન્તા કર ભાઈ તું પાપી.—નહીં.
સહાય કરીશ સતીના સત્યથી, લુટારારે.—સતી દેવી.

ગાયન પુરૂ થયા બાદ પૈસાથી દુઃખી થયેલો જયંતીલાલ સતી ચંદ્રીકાને સોધવા આવે છે. આવતો જોઈને સતી નૌકાને કીનારે લાવે છે.

જયંતીલાલ- ગા. ૨૫

અષ્ટી જો આંખ તું ફરી ફરીથી જોવું નથી,
સતી શ્રીના વીયોગથી હું હવે થયો દુઃખી.
મારી પત્ની તું, કયાં રઝલતી હશે.—૨.
જંગલો સોધી થાકયો,
મને પ્યારી તું નહીં મલી.—અ.
આ તારો સ્વામી તને બહુ યાદ કરે,
પ્યારી તું નહીં મલવા થકી, તારો પતી આપઘાત કરે.-અ.

વ્હાલી કટાર હું તારૂં ઘણો વખત થયા જતન કરતો હતો. ને મારી કમરે લટકાવી રાખતો હતો પણ આ વખતે તું મારી ઉપર દુશ્મનગીરી કેલવીને મને હમણા કતલ કર.

સતી ચંદ્રીકા-જયંતીલાલ જેવો કટાર પોતાની કાયામાં મારી આપઘાત કરવા તૈયાર થયો તેવીજ સતી બાળા બોલી ઉઠે છે. તમે કોણ છો, ને અહીં દરીયા કીનારાપર આપ ઘાટ કરવા તૈયાર કેમ થયા છો.

જયંતીલાલ-હું ગૌદેશના શાહ નથુચંદનો પુત્ર છું ને મારૂ નામ જયંતીલાલ છે. મેં મારી સતી શ્રીને ઘરમાંથી કાઢી મુકી હતી ને બીજી પરણ્યો હતો તે વખતે મને તથા મારા પીતાને યોગી શ્રાપ દઇ ગયા હતા તેથી હું પૈસાથી દુઃખી થયો છું ને મારા પીતાની ઇજ્જત જવાને બદલે તથા સતી શ્રી નહીં મલવાને લીધે આપઘાત કરવા તૈયાર થયો છું.

સતી ચંદ્રીકા-જયંતીલાલને શાંતી આપી પહેલા આપેલી કીંમતી વીંટી જયંતીલાલને પાછી આપે છે ને કહે છે કે,

આ વીટી ગીરે મુકીને તમારૂ કામ સમાલી લેજો તમારૂ કામ પુરૂ થયા પછી આજથી ૧) માસે આ જગ્યાએ એ વીટી પાછી આપવા આવજો ને તારી સતી શ્રી થોડા વખતમાં મલશે એમ કહી જયંતીલાલને વીટી આપી વીદાય કરે છે. ત્યાર બાદ સતી ચંદ્રીકા તથા લુટારાઓ દરીયાની મુસાફરી કરવા જાય છે.

---

## પ્રવેશ ૪ થો.

(સ્થળ રૂક્મણીના ખાનગી રૂમ.)

રૂક્મણી પોતાના ખાનગી રૂમમાં બીચારમાં બેઠેલી છે. પ્રફુલ બંસીલાલને પરણવાનો વીચાર કરીને યુક્તી પુછવા ત્યાં આવે છે.

પ્રફુલ.—તમારા ભાઈ બંસીલાલે મને પરણવાનું વચન આપ્યું છે તેમનો મેલાપ તમો મને કરી આપો તો સારૂ તમારા ભાઇએ મને પ્યારમાં ગુલતાન બનાવી દીધી છે, માટે તેમના વીના મને ચેન પડતું નથી. ત્યાર બાદ રૂક્મણીના ખાનગી રૂમમાંથી બંસીલાલની છબી લઇને તે છબીપર મોહીત થઇને પ્રફુલ પ્રેમીનું ગાયન ગાય છે.

પ્રફુલ.— ગા. ૨૬

મને લાગી માયા તારીરે.—પ્રીતમજી.
આકાશે તારા ચલકે છે વીજળી,
મને તેરી છબી સોહેરે.—પ્રીતમજી.
મોર મુગટ ધારી કૃષ્ણ બીરાજે,
મને મુરતી તેવી સોહેરે.—પ્રીતમજી.

રૂક્મણી-તમો ગભરાઓ છો શા માટે હું મારા ભાઈના તમારી સાથે સુખેથી લગ્ન કરવા આવતી કાલે સમામાં તેમને તેડી તમારા મકાને આવીશ ને હું મારા હાથે લગ્ન કરી આપીશ.

પ્રફુલ— ગા. ૨૭

જોબનીયું મસ્તાન બન્યું છે આજ,
ગાંડીયું થઇને ઝોલા ખાય.—જો.
રસે ઉભરાવે હૃદયમાં રેલાવે,
મદન અંગમાં બહુ અકલાય.—જો.
મનમાં મુઝાવે મનમાં ઝુલાવે,
પ્રેમી વીના દીલ મારૂ મુઝાય.—જો.

રૂક્ષ્મણી-પ્રફુલને શાન્ત પાડી બંને પ્રફુલને ત્યાં જાય છે.

---

## પ્રવેશ ૫ મો.

(સ્થળ સરીયામ રસ્તો.)

નથુચંદ પૈસાની ફીકરમાં ગાંડો થએલો હાય પસા હાય પૈસા એમ પોકારતો ઉભો છે, ને ત્યાં જયંતીલાલ આવે છે.

**નથુચંદ**-બેટા જયંતીલાલ તને ગયાને ઘણો વખત થયો પણ તું રૂપીયા લાવ્યો કે નહીં.

**જયંતીલાલ**-પીતાજી મારા સસરાએ રૂપીયા આપવાના કહીને ઉલટા નબળા શબ્દો કહ્યા ત્યારે દરીયા કીનારે જઇને મને બહું ખોટું લાગવાથી હું આપઘાત કરવા તૈયાર થયો હતો ત્યાં લુટારા તથા કોઇ સતી શ્રી આવી પોંચ્યા ને સતી શ્રીએ આ કીંમતી વીટી આપીને કહ્યું કે આ વીટી ગીરો મુકીને તારૂ કામ સમાલી લેજે ને તારૂ કામ પુરૂ થયા બાદ એ વીટી પાછી આપવા આવજે.

**નથુચંદ**-એ વીટી ક્યાં છે ને તને કંઇ જગ્યાએ પાછી આપી જવાનું કહ્યું છે.

**જયંતીલાલ**-દરીયા કીનારે એ લુટારા તથા સતી શ્રી મળશે ત્યાં આપણે વીટી પાછી આપવા જવાનું છે.

**નથુચંદ**—ઠીક છે તું હવે ઘેર જા હું આવું છું.

**જયંતીલાલ**-પીતાજી ના કહેવાથી મકાન ઉપર જાય છે.

**નથુચંદ**—ઘણો વખત થયા આપણા દેશના મહારાજા નીલામ્બરદેવ એ લુટારાઓને સોધ છે માટે આ ઘાટ ઠીક આવ્યો છે હું મહારાજા પાસે જઇને એ લુટારાઓની સઘળી હકીકત કહીશ તો આપણને ભારી ઇનામ મલશે ને આ કીંમતી વીટી આપણે પાછી આપવી પડશે નહીં એમ મનમાં વીચાર કરી મહારાજા પાસે જાય છે.

---

## પ્રવેશ ૬ ઠો.



(સ્થળ મહારાજાની ખાનગી બેઠક.)

મહારાજા નીલામ્બરદેવ પોતાના ખાનગી હાલમાં બેઠા છે ત્યાં પોલીસ આવે છે.

**પોલીસ**—સલામ કરીને કહે છે કે આપણા દેશના શા. નથુચંદ શેઠ તમોને મળવા માંગે છે.

**નીલામ્બર**-સતવર પ્રવેશ કરાવ.

**પોલીસ**—જેવી આજ્ઞા કહી નથુચંદ શેઠને રૂમમાં પ્રવેશ કરાવે છે.

**નીલામ્બર**-નથુચંદ શેઠ પધારો એમ કહી પોતાની પાસે બેસાડે છે ને પુછે છે કે તમારે હમણા મને મલવાનું શું કારણ છે.

**નથુચંદ**—તમોને તે દીવસેં જંગલમાં લુટારાઓ મારવા તૈયાર થયા હતા તેનો પત્તો મને મલ્યો છે ને સતી શ્રીના કહેવાથી તે લોકોએ લુટારાનો ધંધો કરવો છોડી દીધો છે ને સતી શ્રી પણ તેની સાથેજ છે તેની ખબર કહેવા હું આવ્યો છું.

**નીલામ્બર**-નથુચંદ શેઠ એ લુટારાઓની બેઠક કઇ જગ્યાએ છે તેનો પત્તો તમોએ મેલવ્યો છે.

**નથુચંદ**—હા, તેની મને ચોકસ ખબર છે પણ તમો લશ્કર તૈયાર કરીને મારી સાથે ચાલો તે લોકોની બેઠક આગલ જઇને તમારે ઘેરો ઘાલી દેવો.

**નીલામ્બર**-ચાલો ત્યારે હું આવવા તૈયાર છું ને મારૂ લશ્કર તાકીદે તૈયાર કરાવું છું એમ કહી પોલીસને પોકારે છે પોલીસ આવ્યા પછી કહે છે કે આપણા લશ્કર ખાતાના સેનાધીપતીને ખબર આપો કે લશ્કર તૈયાર કરીને દરીયા કીનારાપર આવો.

**પોલીસ**—જેવી આજ્ઞા કહીને જાય છે.

**નથુચંદ**—તથા નીલામ્બર વાતો કરતા કરતા દરીયા તરફ જાય છે.

---

## પ્રવેશ ૭ મો.



(સ્થળ લશ્કરને શીખામણ.)

નીલામ્બર, તથા નથુચંદ, લશ્કર લુટારાઓને પકડવા તૈયાર થઇને બધા આવે છે.

**નીલામ્બર**-સેનાધીપતી હું તથા નથુચંદ એક બાજુપર ઉભા રહીએ છે ને તે લુટારાઓ તથા સતી શ્રી બધા બેઠેલા હોય તે વખત ત્યાં આવી તમારે એકદમ ઘેરો ઘાલી દેવો.

**સેનાધીપતી**-જેવી આજ્ઞા કહીને બધા લુટારાઓને પકડવા લશ્કર લઇને જાય છે તેમજ નીલામ્બર તથા નથુચંદ એક બાજુએ છુપાઇ રહે છે.

---

## પ્રવેશ ૮ મો.



(સ્થળ દરીયા કીનારો.)

ચંદ્રીકા— ગા. ૨૮

કલજુગ આવ્યો ખોટો બાઇ.—૨
હવે કરી લ્યો સત્ય કમાઇ..................ક.
મુકી દયોને મોંની બડાઇ, નામ ભજી લ્યો હરીહરી:
દયા દાન સૌ સ્નેહે ધરતા, તજો પાપ અભીમાન.
જગત ધણીનું સ્મરણ કરતા,—૨.
થશે કાયાનું કલ્યાણ—૨.
ભજો ભગવાન, તજો અભીમાન. ૨.—ક.

ભજન પુરૂં થયા બાદ સતી શ્રી સરવે લુટારાઓને સીખામણ દે છે કે તે દીવસે મેં જે માણસને વીટી આપી હતી તે માણસે પોતાના પીતાને ખરેખરી વાત કહી દીધી હશે તે પાપી વીટી પાછી નહીં આપવા ખોટી દાનતથી દેશના રાજાને મલવા ગયો હશે રાજા તમો સરવે લુટારાઓને દગામાં પકડવા આવશે માટે તમો સરવે ભાઇઓ ચેતીને રહેજો એવી રીતે લુટારા તથા સતી શ્રી વાતો કરે છે એટલામાં નીલામ્બરના લશ્કરના સરવે માણસો આવી ઘેરો ઘાલી દે છે ને બોલવા લાગ્યા કે પકડો, એટલું સાંભળતા જેરીમલ બોલી ઉઠયો.

**જેરીમલ**—કોણ છે પાપી પકડનાર, એટલી ગર્જના કરતામાં સરવે પોલીસો જેરીમલની ધાસ્તીથી પાછા હઠી ગયા ને લુટારાના શબ્દો સાંભળી નીલામ્બર ત્યાં આવ્યો.

**જેરીમલ**—તું કોણ છે ને અહીં કેમ આવ્યો છે.

**નીલામ્બર**—હું ગોડ દેશનો રાજા છું તે તમોને પકડવા આવ્યો છું માટે તું શરણ થાય છે કે નહીં જુવાબ આપ.

**જેરીમલ**-રાજા હું તને પુછું તેનો પહેલા જુવાબ આપ.

**નીલામ્બર**-તારે જે પુછવું હોય તે પુછી લે તેનો હું જુવાબ આપુ છું.

**જેરીમલ**—તે દીવસે હમોએ તને જંગલમાં ઘેર્યો હતો તેના વીષે હું માફી માગું છું ને બીજુ પુછું છું કે હમો ઇન્સાફ માંગીએ તેનો વીશ્નું ભગવાનનો ડર રાખીને હું તમે હમને અદલ ઇન્સાફ આપવાનું વચન કોલ સાથે આપશો, તો હમો બધા વગર તકરારે તમારે શરણે થઇશું ને હમોને અદલ ઇન્સાફ નહીં આપશો તો હમો સરવે જણા તારી સાથે યુદ્ધ કરવા તૈયાર થઇશું મેં જે પુછયું તેનો તાકીદે જુવાબ આપ.

**નીલામ્બર**-ભાઇ હું તમોને દેવ લોકોનો ડર રાખીને કહું છું કે તમો માગશો તેનો ખરો ઇન્સાફ આપીશ. ને ઇન્સાફ આપવાને બદલે હું મારે હાથે વચન આપુછું તે હું સત્યથી પાલીશ.

**જેરીમલ**-તારો અદલ ન્યાય જોઇને હમો બધા ઘણા ખુશી થયા છીએ ને તારે શરણે હમણા થવા તૈયાર છે એમ કહી સરવેજણા નીલામ્બર મહારાજાની રાજગાદીમાં ઇન્સાફ માટે જાય છે.

---

## પ્રવેશ ૯ મો.

**(સ્થળ પ્રફુલના લગન.)**

**રૂકમણી પોતાના ભાઇ બંસીલાલને દગામાં તેડી પ્રફુલને ત્યાં જાય છે. પ્રફુલ ઘરમાં નહી હોવાથી પોતાના ભાઇને બેસાડી**

પ્રફુલને સોધવા જાય છે ને પછીથી પ્રફુલને એખલી મોકલે છે

બંસીલાલ-પ્રફુલ તું અહીં કેમ આવી છે.

પ્રફુલ—તમોએ તે દીવસે જે વચન આપ્યું છે તેની તમારી પાસે માંગણી કરવા આવી છું.

બંસીલાલ-તું મારી મારી પાશે શું માંગવા ચાહે છે.

પ્રફુલ—હું તમારી સદાની પત્ની થવા માગું છું.

બંસીલાલ-જરા મનમાં ગભરાયો.

પ્રફુલ—પ્રાણનાથ તમો ગભરાઓ છો શા માટે તમારે મને તમારી પત્ની તરીકે રાખવાનો વીચાર નહી હોય તો આ તમારૂ વચન પાછું લ્યો.

બંસીલાલ-જગતમાં સરવેને માટે ભાણ એક છે તેમજ સૃષ્ટીમાં રાત્રીને માટે ચંદ્રદેવ એક છે મેં તને વચન આપ્યું છે તે સત્યથી પાલીશ ને હું આજથી તારો સ્વામી થઇ ચુકયો છું.

પ્રફુલ ત્થા
બંસીલાલ } — ગા. ૨૯

પ્રીતમજી તમો છો હમારા
હું છું તમ ચરણની દારા
રસ ભરેલી પ્રીતીની પ્યાલી.—૨.
તમો પીયો સ્વામીજી હમારા.—હું

આપેલું વચન પાલીને, હું તારો થયો સ્વામી;
તું મારી હવે પ્યારી, હું તારો થયો પ્રેમી.
તું રસીક નયનની કોમલ વચની
મને પાવો પ્રેમના પ્યાલા.—૨.
મારી રસીક રસીલી દારા.—પ્રી.

ગાયન પુરૂં થયા બાદ ત્યાં રૂક્મણી હાર લઇને આવે છે ને બંસીલાલ તથા પ્રફુલનો લગ્ન વીધીથી સદાને માટે હાથ મેળાપ કરે છે ને બંને જણાને હાર પહેરાવે છે ને ત્રણેજણા કચેરીમાં ઇન્સાફ સાંભળવા જાય છે.

---

## પ્રવેશ ૧૦ મો.

ગા. ૩૦

વારાંગના—રૂમઝુમ...રૂમઝુમ કરતી આવે છે માયા,
રસ ભરેલી યોવન ઘેલી લચકાવે કાયા.—રૂ.
પુરૂષો સૌ પ્યારીની માયામાં લપટાયા,
જોબન ખોલેલું જોઇને માનવો ફસાયા;
છનનન...છનનન નાચતી આવે છે માયા.

નાચ પુરો થયા બાદ પોલીશને કહે છે. કે

**નીલામ્બર**-પોલીસ પ્રફુલે જે પેટીમાં બે માણસો પુરીને મોકલ્યા હતા તે માણસોને અહીં લાવ.

**પોલીસ**—જેવી આજ્ઞા કહીને પેલા જમાદાર તથા પોલીસ પટેલને તેડી કચેરીમાં આવે છે.

**નીલામ્બર**-પ્રફુલ આ બંને પુરૂષોને પેટીમાં પુરી કેમ મોકલ્યા હતા, તેઓ લોકોને તું કેવો ઇન્સાફ આપવા માંગે છે.

**પ્રફુલ**—મારી યુવાન કાયા હોવાથી એ લોકો મને પ્યારને માટે બહુ સતાવતા હતા તેથી મેં એ લોકોને દગાથી પેટીમાં પુરી તમારી પાશે મોકલ્યા હતા, એ લોકોને હું એવી રીતે ઇન્સાફ આપવા માગું છું કે મને તથા મારા સ્વામી બંસીલાલને પગે લાગે ને એમ કહે કે

હમો આજથી પારકી સ્ત્રીઓ ઉપર ખોટી દાનત નહીં રાખીએ એવી રીતે મારે એ પાપીઓને ઇન્સાફ આપવો છે.

**નીલામ્બર**–પ્રફુલ તારો ઇન્સાફ સાચો છે, તેમજ જમાદાર તથા પોલીશ પટેલને કહે છે કે, પ્રફુલે કહ્યું તે પ્રમાણે કહીને માફી માંગો જમાદાર, તથા પોલીશ પટેલ, પ્રફુલના કહેવા પ્રમાણે કહીને માફી માંગે છે.

**નીલામ્બર**–મીસ્તર, જેરીમલજી તમો હમારી પાશે શું ઇન્સાફ માંગો છો.

**જેરીમલ**–સતી દેવી ચંદ્રીકાના પુન પ્રતાપે હમોએ કરેલા કર્મના પાપો મુકત થયા છે, ને હું પોતે સતીદેવીના તરફથી ઇન્સાફ માગું છું કે, દુષ્ટ હંકારી નથુચંદે પોતાના પુત્રની સાથે સતીદેવીના લગ્ન કર્યાં હતા. તે લગ્નમાં કોઇ બાબતમાં તકરાર થવાથી એ દુષ્ટ પાપીએ સતીબાળાને રહેવા દેતો ન હતો એના ઇન્સાફ બદલ હું કહું છું કે એ દુષ્ટ પાપી પોતે કરેલા ગુના માટે સતીબાળાને પગે પડે ને પોતાના હાથે પોતાના પુત્ર જયંતીલાલના સતી ચંદ્રીકાના હાથ મેલાપ કરી આપે.

**નથુચંદ**—એ છીનાલને હું પગે પડનાર નથી તેમજ હું મારે હાથે એના મારા પુત્ર સાથે લગન કરીશ નહીં કારણ કે એ બાઈ ખરાબ ચાલની છે.

**સતી ચંદ્રીકા**–હે પરમાત્મા હું જો ખરી સતી હોય તો આ વખતે દરબારમાં આવીને પાપીના મોઢા કાલા કરજો. આ વખતે તારી બાલા બહુ સંભાલે છે માટે દુખીયારી બાલાને સહાય કરો,

**વીશ્નુ**ં—સતીના ખરા સત્યને લીધે જમીન ફાડી ત્યાં નીકલે છે ને દુષ્ટ ચંડાલને કહે છે કે, **સતી ચંદ્રીકા** જન્મથી સતી છે માટે જેરીમલના કહ્યા પ્રમાણે પગે લાગી તારા પુત્રના તથા સતી ચંદ્રીકાના હાથ મેલાપ કરી આપ.

**નથુચંદ**—વીશ્નુંના કહ્યાથી સતીને પગે લાગી પોતાના પુત્રની સાથે હાથ મેલાપ કરી આપે છે.

**વીશ્નું**—સતી ચંદ્રીકા હવે હું જાઉં છું તારે મારૂ જે કંઇ કામ હોય તે પુછી લે.

**સતી ચંદ્રીકા**-મહારાજ મારી સાથે રહેનાર જેરીમલ તથા તેના સરવે માણસોના કરેલા 'પાપો મુકત થાય, તથા મારા સ્વામીજીનું કરેલું કૃત્ય મુકત થાય, તથા મને સો પુત્ર થાય તથા મારા સસરાની નબલી બુદ્ધિ આજથી પલટાય જાય, ને હું તમોને જે વખતે યાદ કરૂં તે વખતે આવવું.

**વીશ્નું**—સતીબાલા તારા કહેલા વચનો ફલીબુધ થશે ને તું મને યાદ કરે તે વખતે હું તારી પાશે આવવા આજથી બંધાઉ છું એ વચન હું સત્યથી પાલીશ. યથાસ્તુ એમ કહી વીશ્નું ભગવાન અદ્રશ્ય થાય છે.

**નીલામ્બર**-જેરીમલ તમો તમારા સરવે માણસો સાથે મારી રાજગાદીમાં રહો ને તમો પોતે લશ્કરના સેનાધીપતીનો હદ્દો ભોગવો.

અર્થ— ગા. ૩૧

જય જય સતી દેવીનો સદા જયકાર,
સત્યના માટે વીરનું સદાના આધીન;
દેવલોકો બંધાયા સત્યના તાણે લીન,
જય જય સતી બંકીકાનો સદા જયકાર.



માલીકે સર્વ હક્ક સ્વાધીન રાખ્યા છે. માટે લેપીત રત્ન સીવાય કોઇએ આ નાટક ભ કે ભજવાવવું, અને છાપવું કે છપાવવું



શ્રી " પદ્મવિલાસ " પ્રીન્ટીંગ પ્રેસમાં
નરોતમદાસ ગોવિંદરામે છાપી,
ઠે૦ કોઠી આગળ,—ભરૂ